# રાષ્ટ્ર સેવા દલની પૂર્વભૂમિકા

રાષ્ટ્ર સેવા દલ એ જાતિનિરપેક્ષ સંઘટના છે. તેનો ઇતિહાસ ઘણો મોટો છે. ડૉ. હાર્ડીકરના હીંદુસ્તાની સેવા દલમાંથી પ્રથમ આ સંઘટનાની શરૂઆત થઈ (૧૯૨૩). એ પહેલાં સ્થાયી સ્વરૂપની એવી એકપણ સંઘટના ન હતી. કોંગ્રેસ અધિવેશનના સંચાલકો સ્વયંસેવક પથકો સ્થાપતા, પરંતુ એ તેટલા વખત પુરતા જ. ત્યારપછી નાગપુરના ઝંડા સત્યાગ્રહ વખતે, દુર દુરના પ્રાંતમાંથી આવેલા સત્યાગ્રહીઓ જેલમાં એકઠા થયા. ત્યાં એકબીજાના વિચારોની આપલે થઇ. ભિન્ન ભિન્ન જાતિના હોવા છતાં એકજ કુટુંબના હોય એવું દરેકને લાગ્યું. આવાં વખતે બધાના એક મતથી અને બધાની પ્રેરણાથી એક સંઘટના બહાર આવી. તેનું જ નામ હિંદુસ્તાની સેવા દલ. ભિન્ન ભિન્ન જાતિની બનેલી સંઘટના એકપક્ષની કેવી રીતે હોઈ શકે? આ સંસ્થાનો દિવસે દિવસે વિકાસ થતો ગયો અને ૧૯૩૦-૩૧માં તેની સંખ્યા લગભગ એક લાખ થઇ ગઇ. [આ સેવાદલમાં ફક્ત તરૂણ અને પ્રૌઢ એવાજ સૈનિકો લેવામાં આવતા હતા. બાલ સૈનિકોને એમાં સ્થાન ન હતું.] હિંદુસ્તાની સેવાદલ કોંગ્રેસ તરફ સહાનુભૂતિ દર્શાવતું અને કોંગ્રેસને સહાય્યક પણ હતું. પરંતુ બંધારણની દષ્ટિએ એ કોંગ્રેસથી સ્વતંત્ર હતું. તેના સભ્યો આજીવન સભ્યો હતા, અને તેઓ પ્રતિજ્ઞાબધ્ધ હતા. દર વરસે જ્યારે કોંગ્રેસનું અધિવેશન ભરાતું, ત્યારે સેવાદલની પરિષદ ભરવામાં આવતી હતી. એમ દર વર્ષનું કામ, એ પછી કરવાનું કામ, વગેરે ઉપર વિચાર કરવામાં આવતો હતો. ૧૯૩૧માં કોંગ્રેસે હિંદુસ્તાની સેવાદલનો પોતાનામાં સમાવેશ કરી લીધો. ૧૯૩૨માં જ્યારે અસહકારની લડતની શરૂઆત થઇ ત્યારે કોંગ્રેસની બીજી સંસ્થાઓની માફક હિંદુસ્તાની સેવાદલને પણ ગેરકાયદેસર ઠરાવવામાં આવ્યું. અહિં એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે, કે કોંગ્રેસ પ્રધાનમંડળ આવ્યું ત્યાં સુધી આ હુકમ અમલમાં રહ્યો. ૧૯૩૪ની સાલમાં અસહકારની લડત પાછી ખેંચી

લેવામાં આવી અને સેવાદલ ગેરકાયદેસર રહ્યું. ત્યારે સેવાદલના આજીવન સભ્યોને તેની પ્રતિજ્ઞામાંથી મુકત કરવામાં આવ્યા. પણ અખિલ હિંદ કોંગ્રેસ કમિટીએ બીજા નામ નીચે ફરીથી તેની શરૂઆત કરી નહિ. સ્વયંસેવક સંઘટનાની ત્યારે સર્વ પ્રાંતોમાં આવશ્યકતા હતી. આવી પરિસ્થિતિમાં જુદા જુદા પ્રાંતોમાં જુદા જુદા નામ નીચે સ્વયંસેવક સંઘટના નિર્માણ થઈ. સેવાદલ કાર્યની પ્રતિજ્ઞા લીધેલા અગાઉના સર્વે કાર્યકર્તાઓએ આમાં કામ કરવાની શરૂઆત કરી. મહારાષ્ટ્રમાં જ્યારે પંડિત જવાહરલાલ નહેરૂ પુના આવ્યા ત્યારે તેમના સ્વાગત માટે એક ચોક્કસ સ્વરૂપનું સ્વયંસેવક પથક સ્થાપવામાં આવ્યું અને તેનું નામ "રાષ્ટ્ર સેવા દલ" રાખવામાં આવ્યું. ત્યારપછી એ જ વર્ષે ડિસેમ્બર માસમાં કોંગ્રેસનું અધિવેશન ફૈઝપુર ભરવામાં આવ્યું. તેમાં સ્વયંસેવકોની ખાસ જરૂર હતી. તેથી જે લોકોએ "રાષ્ટ્ર સેવા દલ" સ્થાપ્યું હતું અને સંઘટિત કર્યું હતું એ લોકોની મદદથી જ અહમદનગરના જાણીતા નેતા પુરૂષોત્તમ હરિ યાને રાવસાહેબ પટવર્ધનના પ્રમુખપણા નીચે એક સ્વયંસેવક દલ સ્થાપન કરવામાં આવ્યું. કોંગ્રેસના અધિવેશન પછી આ સંઘટના કાયમ રહે એમ લાગવાથી પ્રાંતિક કોંગ્રેસ કમિટીએ એક રાષ્ટ્ર સેવા દલ કમિટી નીમીને આ કાર્ય ચાલુ રાખ્યું. ૧૯૪૦ માં જ્યારે વ્યક્તિગત સત્યાગ્રહની શરૂઆત થઈ ત્યારે સેવાદલના કાર્યકર્તાઓ સત્યાગ્રહની પ્રતિજ્ઞા લઈ ફરી જેલમાં ગયા. સેવાદલ ફરી વિખરાઈ ગયું. જાતિ-નિરપેક્ષ સંસ્થાઓની આવી અવ્યવસ્થિત હાલત જોઈ જાતિયવાદી સંસ્થાઓને ઠીક ફાવ્યું. તેઓએ બીજા કોઇપણ પ્રકારના કાર્ય કરતા સ્વયંસેવક સંઘટન ઉપર વધારે ધ્યાન આપવા માંડયું અને બીજા કોઇ પ્રાંતમાં નહિ પણ મહારાષ્ટ્રમાં ઉચ્ચ વર્ગમાં પોતાની સારી પકડ બેસાડી દીધી. તેઓએ પોતાની સંઘટનામાં બાળકોને સ્થાન આપ્યું અને બાળકોને પણ જાતિયવાદી શિક્ષણ આપવાની શરૂઆત કરી. નાનપણમાં કૂમળા માનસ પર થએલા સંસ્કારો કેટલા સચોટ હોય છે. કહેવત છે કે, કૂમળુ ઝાડ વાળવું હોય તેમ વળે. તેથી જાતિનિરપેક્ષ રાષ્ટ્રવાદી લડત

તરફ તેઓ ઉદાસીન બનવા લાગ્યા અને તેથી સ્વાતંત્ર્યની લડતમાં ગરમ લોહીવાળા અને ઉછળતા ઉત્સાહવાળા કાર્યકર્તાઓની ખોટ જણાવા લાગી. રાષ્ટ્રિય વિચારવાળા કાર્યકર્તાઓને પણ પોતાના બાળકોને ક્યાં મોકલવાં, એવી મુંઝવણ ઉભી થઈ. આ વખતે ૧૯૪૧ માં જેલ બહાર રહેલા શ્રી. વિષ્ણુપંત હર્ડીકર, શ્રીધરપંત લિમયે, નારાયણરાવ ગોરે, વિગેરે કાર્યકર્તાઓએ ફરીથી સેવાદલનું કાર્ય હાથમાં લીધું, અને એજ વખતે જેલમાંથી છુટેલા ઉત્સાહી કાર્યકર્તા શ્રી. એસ. એમ. જોશીને, પ્રમુખ તરીકે કાર્ય કરવાની વિનંતી કરવામાં આવી. એમણે પાંચ વર્ષ એજ કાર્ય કરવાનું નક્કી કર્યું. વાતાવરણ ઉત્સાહભર્યું હતું. ફક્ત દોઢ વર્ષમાંજ રાષ્ટ્ર સેવા દલનું કાર્ય મહારાષ્ટ્રમાં જોરથી વધવા લાગ્યું. બીજા પ્રાંતોમાં એ વિષે વિચાર થવા લાગ્યો.

૧૯૪૨ ના મે મહિનામાં પુનામાં એક મહિનાનો પ્રાંતિક કેમ્પ ખોલવામાં આવ્યો. તેમાં લગભગ ૧૫૦ સૈનિકો હતા. કેમ્પ વિસર્જન થતી વખતે તેઓએ સેવાદલની પ્રતિજ્ઞા લીધી અને પોતપોતાના ગામમાં સેવાદલની સ્થાપના કરી. રાષ્ટ્રસેવા દલની આ પૂર્વભૂમિકા છે. આ ઉપરથી "રાષ્ટ્ર સેવા દલ" એ નામને આટલું મહત્ત્વ કેમ આપવામાં આવે છે, એ સમજાશે. આ નામ પાછળ ઇતિહાસ છે, પરંપરા છે. એટલે જ જ્યારે રાષ્ટ્ર સેવા દલની ફરીથી શરૂઆત થઈ ત્યારે નામ બદલવામાં આવ્યું ન હતું. આજે જે કાર્યકર્તાઓ કામ કરે છે, તેમાંના કેટલાક, અગાઉથીજ, એટલે કે, હિંદુસ્થાન સેવાદલ સ્થાપન થયું ત્યારથી કામ કરે છે, એ વાત ધ્યાન રાખવા જેવી છે. "રાષ્ટ્ર સેવા દલ" નામ જો બદલવું હોય તો તેને "હિંદુસ્તાની સેવાદલ" એજ નામ આપવું પડશે.

સેવાદલ આમ વિકાસ પામતું હતું, એની ઉન્નતિ થતી હતી, તરુણોમાં નવચેતન જણાતું હતું, કારણ કે વર્ષોથી જેની ઝંખના કરતા હતા, એવી સંસ્થા તેઓને દેખાવા લાગી. તેઓની કાર્યશકિતને માર્ગ મળ્યો, રસ્તો જડ્યો. આવે વખતે, બીજી તરફ વિશ્વયુદ્ધની જવાળા

વધારે પ્રજ્જ્વલીત થતી હતી. દરેક ક્ષણે ચારે તરફનું વાતાવરણ બદલાતું હતું. યુદ્ધ હિંદુસ્તાનની સીમા પાસે આવ્યું. દેશમાં અશાંતિ ફેલાવા લાગી. જાપાન હુમલો કરશે તો શું થશે? એવી ચિંતાથી બધા ઘેરાયા હતા. આવે વખતે, કોંગ્રેસના સૂત્રધાર મહાત્મા ગાંધીએ 'ચલે- જાવ'ની ઘોષણાથી હિંદુસ્તાનને હલાવી મૂક્યું. ૯મી ઓગસ્ટ, ૧૯૪૨ ને દીને પૂ. ગાંધીજી, મૌ. આઝાદ, જવાહર, વલ્લભભાઇ, વગેરેને પકડવાથી દેશમાં એક પ્રચંડ આંદોલન નિર્માણ થયું. આ અભૂતપૂર્વ લડતનું પરિણામ સેવાદલ પર થયા વગર ન જ રહે. એનું કામ થોડા દિવસ બંધ રહ્યું. સેવાદલ સંસ્થાએ સંસ્થા તરીકે લડતમાં ઝુકાવ્યું નહિ. એમ કરવું એ બંધારણ પ્રમાણે અયોગ્ય હતું અને સેવાદલને ઘાતક હતું. આંદોલનના મોજાં જ્યારે ઓછાં થયાં ત્યારે પાછળ રહેલા સૈનિકોએ કાર્ય કરવાનો નિશ્ચય કરી, ફરીથી સેવાદલ કાર્યની શરૂઆત કરી. ૨૮મી ડીસેમ્બર કે જે "સેવાદલ દિન" તરીકે ઉજવવામાં આવે છે, તે ઠેકઠેકાણે ઉત્સાહથી ઉજવાયો.

૯મી ઓગસ્ટના આંદોલન પહેલાં સેવાદલના કાર્યકર્તાઓને ઘણીજ મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો હતો. કોઈ કહેતા, કે સેવાદલમાં હવે રાષ્ટ્રવાદને સ્થાન નથી તે પ્રત્યાઘાતી ઘોષણા છે. ખરા ક્રાંતિકારે તો આંતરરાષ્ટ્રિયત્વનોજ સ્વીકાર કરવો જોઇએ, વળી કોઇ કહેતા કે, સેવાદલના બંધારણમાં શાંતતા અને ન્યાયના માર્ગને અનુસરવાનું રાખવામાં આવ્યું છે, એ અમને પસંદ નથી. અમારાં બાળકોનો અહિંસાવાદનું નમાલું શિક્ષણ આપવું નથી. તો વળી કોઈને હિંદુ—મુસ્લિમ એકતા વિષે શંકદે હતી. પરંતુ ઓગસ્ટની લડતથી બધાની ખાત્રી થઇ અને સિદ્ધ થયું કે રાષ્ટ્રવાદને અતિ ઉચ્ચ સ્થાન છે. ત્રિરંગી ધ્વજને કપડાનો કકડો કહી મશ્કરી કરનારાઓનાં મોં આજે બંધ થયાં છે. અને એમની સ્થિતિ દયાજનક થઇ છે. ત્રિરંગી ધ્વજની મશ્કરી કરવી, એ હવે સહેલું કામ નથી. ઘણા ધ્વજો ઇતિહાસપ્રસિદ્ધ છે. પરંતુ તે ધ્વજનો આશ્રય લેનારાઓ તેના પૂર્વ ઇતિહાસની મુડી ઉપરજ રાજકીય દાવપેચ કે પેચ પ્રસંગ ચલાવે છે.

ત્રિરંગી રાષ્ટ્રધ્વજ રાષ્ટ્રવાદનો નવો ઇતિહાસ રચે છે. અમારી સ્વાતંત્ર્યની અભિલાષાનું એ પ્રતિક છે. હજારો દેશભકતોના સ્વાર્થત્યાગનો ઉજ્જવલ ઇતિહાસ તેની પાછળ છે. અને તેથીજ રાષ્ટ્રધ્વજ થવાનું માન તેને પ્રાપ્ત થયું છે.

**પ્રશ્ન :**—દલ સૈનિકોએ બીજે ઠેકાણે કે બહાર કેવું વર્તન રાખવું જોઈએ ? બીજી સંસ્થાઓ તરફ તેઓનું કેવું વલણ હોવું જોઈએ ?

**ઉત્તર :**—દુનિયામાં ફરતી વખતે દલ સૈનિકે પોતાના વર્તનથી તેના આસપાસના નાગરિકોની આંખ સામે એક આદર્શ નાગરિક કેવો હોય તેનું ચિત્ર ખડું કરવું જોઈએ. તે હિંમતવાળો હોવો જોઈએ પણ ઉદ્ધત ન હોવો જોઈએ. તે નમ્ર હોવો જોઈએ પણ બીકણ ન હોવો જોઈએ. તે વિવાદપટુ હોવો જોઈએ પરંતુ વિતંડાવાદી હોવો ન જોઈએ. બળવાન હોવો જોઈએ પણ ગુંડો હોવો ન જોઈએ. તે દેશપ્રેમી હોવો જોઈએ પરંતુ પરદેશદ્વેષી હોવો ન જોઈએ. તે સ્વાભિમાની હોવો જોઈએ પણ દુરાભિમાની હોવો ન જોઇએ. તે દુર્બળોનો સહાય્યક, અનાથોનો રક્ષણકર્તા, પરપીડીતોનો દ્વેષ્ય, એવો દલસૈનિક હોવો જોઈએ. આ બધુ સ્વાભાવિક હોવું જોઈએ. તેમાં જરાપણ કૃત્રિમતા ન હોવી જોઈએ. **युवास्या युवाऽध्यापकः आशिष्ठो बलिष्ठो द्रढिष्ठः** આ બધુ સૈનિકોએ આદર્શ તરીકે ગણવું જોઈએ. એ લોકોને આકર્ષે એવો હોવો જોઈએ. સૈનિકોએ ધ્યાનમાં રાખવાનું છે કે આપણા સમાજમાં હજારો વર્ષોથી ગંદકી થતી આવી છે, એ તેમનેજ સાફ કરવાની છે. થાકીને, ડગમગીને, હતાશ થયે કેમ ચાલશે ? સમાજને સેવા દલ સૈનિક વિષે વિશેષ આદર ઉત્પન્ન થાય, ત્યારે જ સૈનિક સેવાદલની બધી પરીક્ષા પાસ થયો કહેવાય. એજ એનું પ્રમાણપત્ર. રામદાસ કહેતા, યત્નદેવની પૂજા આપણો સમાજ ભૂલી ગયો છે. એ યત્નદેવના પૂજારી સૈનિકોએ થવું જોઈએ.

સૈનિકોને ચાલુ પરિસ્થિતિનું, ચાલુ રાજકારણનું જ્ઞાન હોવું જોઈએ. તેમને માતૃભાષામાં સારી રીતે સમજાવતાં આવડવું જોઈએ. તેવી જ રીતે

નિરીક્ષણ કરીને તેનું મહત્ત્વ લખી નાખતાં આવડવું જોઈએ. આને માટે લેખન, ભાષણ અને વાચન આ ત્રણે તરફ સૈનિકે પુરેપુરૂં ધ્યાન આપવું જોઈએ. સૈનિકને હિંદુસ્તાની ભાષા આવડવી જોઈએ. અને એ ઉપરાંત આજુબાજુના પ્રાંતોમાંની એકાદ ભાષા જરૂર આવડવી જોઈએ. (દા. ત. મરાઠી અને સિંધી)

શું શું કહેવું ? કેટલું કેટલું કહેવું ? ટૂંકાણમાં હિંદુસ્તાનનો આદર્શ નાગરિક કોણ ? એમ જો પ્રશ્ન પુછવામાં આવે તો, "સેવાદલ સૈનિક" એમ એકી અવાજે બધાના મુખમાંથી નીકળવું જોઈએ.

દેશમાં બીજી ઘણી સંઘટનાઓ છે. દેશમાં જો પ્રજાસત્તાવાદ સ્થાપિત થશે, તો બધી સંઘટના રહેવાની જ. સંઘટનાઓ પોતા સિવાય બીજાનું અસ્તિત્વ સહન કરી શકતી નથી. કોઈ પણ રીતે બીજી સંઘટનાઓનો નાશ કરવો એ જ શીખવવામાં આવે છે. પરંતુ સેવાદલનું વર્તન આ પ્રકારનું રહેશે નહિ. આપણો પ્રચાર કરતાં ડરવું ન જોઈએ. એમાં ભુલ થવી ન જોઈએ. પરંતુ બીજાના પ્રચારમાં વિઘ્ન આણવું ન જોઈએ. આપણા વિચારો સમાજ સામે રાખવા. તેને ગમશે તો એ તેને સ્વીકારશે, પોતાના કરી લેશે. આપણે સાચી સેવા કરશું તો એ આશ્રય આપશે. તેમના બાળકોને રાષ્ટ્રસેવાદલમાં મોકલશે. બીજાની સંઘટનામાં જાય એટલા માટે કોઈને મારવું અને ધમકી આપવી, એથી જે વિજય મળશે એ થોડા વખત પુરતો જ મળશે. તે ક્ષણભંગુર જ હશે. તે પચાવી શકાશે નહિ. આવા માર્ગથી, આપણે આપણું ધ્યેય સિદ્ધ કરી નહિ શકીએ. પરંતુ આપણા વિચારો, આપણું દલ, આપણો ધ્વજ, એનું અપમાન જરાએ સાંખી લેવું ન જોઈએ. એની પ્રતિષ્ઠાનું પ્રાણ હોય ત્યાં સુધી રક્ષણ કરવું જોઈએ. તેમ કરવાનું સામર્થ્ય ન હોય તો ત્યાંથી ચાલ્યા જવું જોઈએ.

**પ્રશ્ન:**—રાષ્ટ્ર અને રાષ્ટ્રીયત્વ, એની ચોક્કસ વ્યાખ્યા શી ?

**ઉત્તર:**—જેમાં રાજ્ય વિષે નાગરિક, એકજ ભાવિ, એકજ નાગરિકધ્યેય, એકજ અર્થવ્યવસ્થા, એકજ સત્તા ચલાવતી સંસ્થા વિષે

નિષ્ઠા વડે, નિયંત્રિત થયાં છે, જ્યાં એકબીજા પ્રત્યે બંધુભાવ, સહિષ્ણુતા વગેરે મિત્રતાભરી ભાવના છે અને એ ભાવના વધારી શકાય છે, એવો જે પૃથ્વીનો ભાગ છે, એને "રાષ્ટ્ર" કહેવું.

પછી આવા રાષ્ટ્રમાં ભૂતકાળ અને વર્તમાનકાળમાં અનેક પંથ, અનેક જાતિ, અનેક ભાષા ચાલુ હોય, તેની અંદરના પ્રાંતો વચ્ચે, જાતિઓ વચ્ચે, અનેક સદીઓ સુધી ઝગડા થયા હોય. ભૂતકાળનો ઇતિહાસ ગમે એવો હોય, પરંતુ જો આજુબાજુનો સમાજ નવીન યુગને અનુસરીને નવીન પાયા ઉપર પોતાની પુનર્રચના કરવા તૈયાર થાય તો તે રાષ્ટ્રીયત્વ સિદ્ધ કરી શકશે. એક રાષ્ટ્રીયત્વને એક ભાષા, એક ધર્મ, એક વંશ વિગેરેનો જો આધાર મળે તો તે ઝપાટાબંધ આગળ વધશે, તેમાં વૃદ્ધિ થશે. પરંતુ આ સર્વે અથવા તો આમાંથી કેટલાંક તત્ત્વો પ્રચલિત હોવા છતાં એક રાષ્ટ્રીયત્વ ન હોવાના દાખલા જોવામાં આવે છે. એટલું જ નહિ પણ આ તત્ત્વો જુદાં હોવા છતાં એક રાષ્ટ્રીયત્વ સાધ્ય થયાના દાખલા ઇતિહાસમાં છે. (દા. ત. ચીન, રશિયા)

**પ્રશ્ન:**—સેવાદલના સૈનિક શા માટે બનવું જોઈએ?

**ઉત્તર:**—આપણા દેશમાં બાળકોને અથવા યુવાનોને શિક્ષણ આપવા માટે સરકાર કંઈજ કરતી નથી. સવ્વાસો વર્ષોથી અંગ્રેજો અહિં રાજ્ય કરે છે. પણ ફક્ત ૮ ટકા જ સાક્ષર જણાય છે. આ શિક્ષણ પણ બધે એક સરખું મળેલું નથી. શહેરોમાં નિશાળો વધી ગઈ છે. પણ ગામડામાંના કરોડો બાળકોનું ધ્યાન કોણ રાખે? તેમને કંઈપણ લખતાં નથી આવડતું તો પછી, પોતાનો પ્રાંત, પોતાનો દેશ, જગતમાં પોતાનું સ્થાન, બીજા દેશમાંના નાગરિકો, તેઓને મળતું સુખ અને હક્કો, તેનું જ્ઞાન તેમને ક્યાંથી હોય? તેમને પોતાનું ગામ એટલે આખું વિશ્વજ લાગે છે, અને તેમની વૃત્તિ કુવામાંના દેડકા જેવી બને છે. ગામમાંના ઝગડાઓ, લગ્નો, વગેરેમાંજ તેમની બધી બુદ્ધિ અને શક્તિનો ખર્ચ થાય છે. સંગઠ્ઠનનું, ઐક્યનું, સહકાર્યનું, મહત્વ તેમને જરાપણ જણાતું નથી.

શિસ્તની તો ખબર જ હોતી નથી. રાષ્ટ્રાભિમાન એ માણુસ કે જનાવર, એવી તેને મુંઝવણ થાય છે.

શહેરો અને ગામડાંના વિદ્યાર્થીને ચાર અક્ષર વધારે આવડતા હશે, તો તેની વૃત્તિ બહુ ઉદાર હોતી નથી, દૃષ્ટિ વિશાળ હોતી નથી. ઇંગ્લંડ, ફ્રાંસ, રશિયા, અમેરિકા, ચીન, વિગેરે દેશોમાં રાષ્ટ્રાભિમાનનું શિક્ષણ બાળપણથી જ મળે છે. અમેરિકામાં અબ્રાહમ લિંકન નામનો એક પ્રમુખ થઇ ગયો. તે કહેતો, રાષ્ટ્રાભિમાન તો માતાના ધાવણમાંથી મળવું જોઈએ. બીજા બધા સ્વતંત્ર દેશોમાં બાળક છ, સાત વર્ષનો થાય કે તેને દેશપ્રેમી નાગરિક બનાવવાની જવાબદારી સરકાર પોતે લે છે. બાળકો એટલે હીરા, એ કહેવત ખરી છે. બાળકો એ રાષ્ટ્રના ભાવિ માલિક છે. તેના ભવિષ્યના આધારસ્તંભ છે, એમ માનીને ત્યાંની સરકાર તેમની કાળજી રાખે છે. તેમને સહકાર્ય અને સંઘટનાનું શિક્ષણ આપે છે.

પરંતુ અહિં તો બાળકોને નકામી અડચણ માનવામાં આવે છે. તેઓમાં રાષ્ટ્રભકિત, દેશાભિમાન, પરસ્પર સહકાર્ય, શિસ્ત, સેવા, સંઘટના, અભ્યાસ પ્રત્યે તેઓમાં પ્રેમ કોણ ઉત્પન્ન કરશે? શાળામાં જે શિક્ષણ મળે છે, એ પણ જેવું તેવું અને કારકૂન તૈયાર કરનારૂં. આ શિક્ષણમાં રહેલી ખામીઓ કોણ પુરી કરશે?

આ ગુણોનું અને વૃત્તિનું રક્ષણ કરવું હોય તો તે માટે બને ત્યાં સુધી પ્રયત્ન કરનારી સંસ્થાની જરૂર છે, એમ આપણને નથી લાગતું? તો પછી આવી સંસ્થા કઇ? રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ, ખાકસાર, રામસેના, આર્યયુવક વગેરે અનેક સંસ્થાઓ છે. પણ એ તો ફક્ત પોતપોતાની કોમ અને જાત તરફ જોનારી સંસ્થાઓ છે. આખા દેશની જાતિનિરપેક્ષ સેવા કોણ કરશે? સેવાદલ સૈનિક જ કરશે. ખ્રિસ્તી, હિંદુ, મુસલમાન, પારસી કોઇપણ મુશ્કેલીમાં હોય પરંતુ એ તો આપણો હિંદુસ્તાનનો નાગરિક છે ને? ત્યારે તો એ મારો ભાઇ છે, તેને તેની અડચણમાં મદદ કરવી એ મારી હિંદુસ્તાનના નાગરિક તરીકે પહેલી ફરજ છે, આવું કયો સૈનિક કહેશે? રાષ્ટ્ર સેવા દલ સૈનિક જ કહેશે. ફક્ત અખંડ હિંદુસ્તાન, અખંડ હિંદુસ્તાન

એવી બૂમો મારવાથી શું વળશે? અખંડ હિંદુસ્તાન માટે તો અખંડ દૃષ્ટિ, સમદૃષ્ટિ રાખવી જોઈએ. હિંદમાતાના સર્વે બાળકોને આપણે ભાઇ માનવા જોઈએ. પછી ભલે એમાંનો કોઈ રાષ્ટ્ર ઉન્નતિના માર્ગમાં વિઘ્નરૂપ બની અડચણ કરતો હશે. આપણે આપણી દૃષ્ટિ બદલવી નહિ. આ કામ કઠણ છે. આ ધ્યેય-દૃષ્ટિ સમજવી જરા કઠણ છે. રાષ્ટ્ર સેવા દલ આ કઠણ કામ સહેલું કરવા અને આ ધ્યેય-દૃષ્ટિ સહેલાઇથી સમજી શકાય એટલા માટે જ અવતર્યું છે. રાષ્ટ્ર સેવા દલના રાષ્ટ્રિય વૃત્તિ અને સેવા વૃત્તિ, એ બે પ્રાણ છે. હિંદુસ્થાનની ઉન્નતિ એ સિવાય અશક્ય છે. તેથી જેણે હિંદુસ્થાનને ઉન્નતિને શિખરે પહોંચેલું જોવું હોય, તેણે રાષ્ટ્ર સેવા દલમાં દાખલ થવું જ જોઈએ.

**પ્રશ્ન :–** રાષ્ટ્ર સેવા દલનું ધ્યેય અને કાર્ય શું? અને એ દૃષ્ટિએ સૈનિકોએ કાર્ય કરવાની પ્રેરણા કેવી રીતે મેળવવી?

**ઉત્તર :–** આ પ્રશ્નના બે ભાગ પડે છે. પહેલાનો ઉત્તર રાષ્ટ્ર સેવા દલના બંધારણમાં મળશે.

સૈનિકોએ કયાં કાર્યો કરવાં એ બીજા ભાગનો હેતુ છે. જ્યાં સુધી દલના એક અંગ તરીકે દલમાં જાય છે ત્યાં સુધી દલપ્રમુખ જે કામ કહે એ એણે કરવું જોઈએ. પરંતુ સેવા દલ સૈનિક બનવું એ એક મોટા વ્રતની દીક્ષા લેવા બરાબર છે. એ એક વ્રત છે. અને 'રાષ્ટ્રસેવા' એ એનો મુખ્ય મંત્ર છે. રાષ્ટ્ર જેમ વિશાળ છે, તેમ રાષ્ટ્રસેવા કરવાના માર્ગો પણ અનંત છે. આપણો દેશ ચાલીશ કરોડનો, હજારો ચોરસ માઇલનો બનેલો, ફળદ્રુપ જમીનવાળો, હુન્નર ઉદ્યોગોવાળો, પ્રભાવી બુધ્ધિમત્તાવાળો છે. પરંતુ ગુલામીના ખાડામાં અચેતન પડ્યો છે. તેમાં અજ્ઞાન ભરેલું છે, ગરીબાઇ છે, બેકારી છે, રોગ છે, કુસંપ છે, સંકુચિત મનોવૃત્તિ છે. આ રોગ દુર કર્યા વગર રાષ્ટ્રપુરૂષનું શરીર નિરોગી, સુદૃઢ અને તેજસ્વી બનશે નહિ. પણ આ રોગ દુર કરવા કેટલા વૈદોની જરૂર પડશે? કરોડો રોગીઓને સુધારવા માટે ઘણું જ વિકટ અને મહેનતભર્યું કામ કરવું પડશે. તેથી રાષ્ટ્રસેવાની દીક્ષા લીધેલા હજારો લાખો યુવાનો

ઉભા કરવા પડશે. કોઈએ અજ્ઞાનતા દુર કરવી, કોઈએ આભડછેટ દુર કરવી, કોઈએ રોગ સાથે લડવું, કોઈએ ખેડૂતોને જગાડવા, કોઈએ મજુરોને એકત્ર કરવા, કોઈએ અભ્યાસ મંડળ ચલાવવાં. ખરેખર, આ સર્વે કામો સૈનિકોને વિદ્યાર્થી દશામાં સેવા દલ તરફથી મળી શકશે. પણ એ વિષેની માનસિક પૂર્વ તૈયારી, પૂર્વ નિરીક્ષણ વિગેરે સૈનિકોએ કરવું જોઇએ. રાજકારણ અને સમાજકાર્યમાં જે ચર્ચાત્મક મુદ્દાઓ છે તેમાં પ્રત્યક્ષ ભાગ લેવો એવા દલ માટે શક્ય નથી. તે માટે તેનું નિર્માણ થયું નથી. આ સંસ્થા સામુદાયિક, સહકારી, શિસ્તબધ્ધ, અને દેશ–હિતકારક કાર્ય કરવાની સૈનિકોને ટેવ પાડવાનું કાર્ય કરશે. અને એ તો દેખીતી વાત છે કે, સંસ્થાની એવી ધારણા અને આશા રહેશે કે તેનો દરેક સૈનિક જીવે ત્યાં સુધી "રાષ્ટ્ર સેવા"નેજ પોતાનું ધ્યેય માને.

**પ્રશ્ન :**–હિંદુસ્થાન એ શબ્દમાં "હિંદુનું સ્થાન" એવો અર્થ નીકળે છે. હિંદુસ્થાન હિંદુઓનું કેવી રીતે નહિ? તો પછી હિંદોસ્થાન શા માટે ન કહેવું?

**ઉત્તર :**–આમાં હિંદુસ્થાન શબ્દની ઐતિહાસિક વ્યુત્પત્તિ અને વર્તમાન કાળની સ્થિતિને હેતુસર બદલીને રજુ કરવામાં આવી છે એ વાત ખરી છે કે, પ્રાચીન કાળમાં અહિં બધા હિંદુઓ જ હતા. સિંધુ નદીના નામ ઉપરથી આ શબ્દ આવ્યો છે. અંગ્રેજીમાં પણ ઈંડસ, ઈંડીઆ, ઇંડિયન એવા શબ્દો દાખલ થયા છે. જે દેશમાં સિંધુ નદી છે, એ સિંધુસ્થાન અથવા હિંદુસ્થાન. તેના કાંઠા ઉપરના લોકો, એ હિંદુ, એવું અગાઉ કહેવામાં આવતું હતું.

પણ આજે એજ નામ રહ્યું હોય, તો પણ અહિંના બધા રહેવાસી હિંદુ નથી રહ્યા, એ સત્ય હકીકત છે. હજાર, બારસો વર્ષ પહેલાં એટલે કાસિમની સવારી સિંધ પ્રાંત ઉપર આવ્યા પહેલાં હિંદુઓનું અહિં રાજ્ય હતું, એ શંકા વગરની ઐતિહાસીક સત્ય હકીકત છે. એવી જ રીતે, એ પછીના વખતમાં મુસલમાનોની અહિં પ્રભાવશાળી સત્તા હતી અને દિલ્હીપતિ અથવા જગત પતિ એવી કહેવત પડી ગઈ,

એવો એમનો ભપકો હતો, એ પણ ઐતિહાસિક સત્ય છે. અને આજે આશરે ૯ થી ૧૦ કરોડો મુસલમાનો આ દેશમાં છે. એ વર્તમાન વસ્તુસ્થિતિ પ્રત્યે આંખ આડા કાન કરવાથી શું ફાયદો? શબ્દની વ્યુત્પત્તિનો આધાર લઈ વસ્તુમાં રહેલો અર્થ બદલી નાંખવો એટલે ૧૦૦૦ વર્ષ પહેલાંના તામ્રપટાનો આધાર બતાવી, અગાઉ બીજાના હાથમાં ગયેલી મિલ્કત, પાછી મેળવવા માટે પ્રયત્ન કરવો, એના જેવી મૂર્ખતા થશે. હાલમાં જે કરોડો મુસલમાનો છે, લાખો ખ્રિસ્તીઓ છે, એ અગાઉ હિંદુ જ હતા, એમ કહેવામાં આવે છે. પણ આ રામાયણના જમાનાની વાત યાદ કરવાથી, હાલની વસ્તુસ્થિતિ કેવી રીતે બદલાશે? એ લોકોને ફરીથી હિંદુ ધર્મમાં આવવાની ઈચ્છા નથી. એ લોકોને આ દેશમાં ફરીથી હિંદુઓનું રાજ્ય માન્ય નથી. જેમ તેમ અંગ્રેજ જાય અને હિંદુ રાજ્ય આવશે, તો તેઓને અંગ્રેજ જ પરવડશે. મુસલમાનોની ધર્મદૃષ્ટિએ તે હિંદુઓ કરતાં નજીકના છે. ખ્રિસ્તીઓના તો તે સહધર્મી છે. ત્યારે હિંદુસ્થાનનો અર્થ હિંદુનો દેશ એવો હતો, એમ માની આ દેશમાં હિંદુઓનું જ રાજ્ય થવું જોઈએ એમ આપણે કહેવા લાગીએ અને પ્રયત્ન કરીએ તો, આ દેશમાં રહેતા કરોડો લોકોને આપણે સ્વાતંત્ર્યવિરોધી, પ્રતિગામી અને કાયમના શત્રુ બનાવશું.

આ ઉપરાંત હિંદુસ્થાનમાં હિંદુઓનું રાજ્ય થશે, એમ કહેવાથી કરોડો હરિજનો પણ એનો વિરોધ કરશે. હિંદુઓનું રાજ્ય એટલે ઉચ્ચ વર્ણી હિંદુઓનું રાજ્ય એમ અર્થ તેઓ કરશેજ. કારણકે તેઓને પાછલાં હજારો વર્ષોનો કડવો અનુભવ છે. ઉચ્ચવર્ણી હિંદુઓનું રાજ્ય એટલે ફરીથી ગુલામી જ આવવાની એવું કુદરતી રીતે જ તેઓને લાગે. માટે યોગ્ય ભૂમિકા એજ રહેશે કે હિંદુસ્થાન દેશ, તેમાં રહેનારા, તેની સ્વતંત્રતા ચાહનારા સર્વેનો છે. અહિં જાતિનિરપેક્ષ વૃત્તિથી રાજ્યકારભાર ચલાવવામાં આવશે. કોઈનો ધર્મ ગમે તે હોય, પણ સરકાર હિંદુસ્થાનના એક નાગરિકની દષ્ટિએ તેના તરફ ધ્યાન આપશે. ખરા પ્રજાવાદી

રાષ્ટ્રવાદની ફક્ત આજ ભૂમિકા હોઈ શકે. "દરેક વ્યક્તિને મત" એ પ્રજાસત્તાવાદની ઘોષણા સાચી હોય, પણ એને લીધે દેશમાંની બહુમતી ધરાવતી જાતિના હાથમાં સત્તા કાયમને માટે જવાની હોય અને એ જાતિ વિષે દેશમાંની લઘુમતિને બહુ શંકા હોય, તો આપણે કોઈ જુદોજ ઉપાય શોધી કાઢવો જોઈએ. "પ્રજાસત્તાવાદ" એ દેશમાંના લોકો માટે સંતોષકારક અને પ્રેમભર્યો હોવો જોઈએ. "એક વ્યક્તિનો એક મત" એ પ્રજાસત્તાવાદનો પ્રમાણભૂત સિદ્ધાંત નથી. એ ફક્ત હિસાબની સહેલી રીત છે. પણ એ પદ્ધતી રાષ્ટ્રહિતના, રાષ્ટ્રવિકાસના માર્ગમાં આડે આવતી હોય તો એને વળગી રહેવાથી શુ ફાયદો? એને લીધે કાયમના શત્રુઓ આપણે ઉત્પન્ન કરશું.

રાષ્ટ્ર સર્વે રાષ્ટ્રજનોનું હશે. સરકાર સર્વેની હશે. ફક્ત હિંદુ અથવા બીજી કોઈ જાતિનું રહેશે નહિ: એજ ભૂમિકા ચાલુ સ્થિતિમાં રાષ્ટ્રવિકાસ માટે યોગ્ય છે. કોંગ્રેસની, આઝાદ મુસલમાનોની, રાષ્ટ્રવાદી ખ્રીસ્તિઓની, તથા બીજા પ્રગતિવાદી પક્ષોની એજ ભૂમિકા છે. દેશમાં ચાલતી લડતમાં રાષ્ટ્ર સેવા દલનું કંઈપણ કાર્ય ન હોય, પણ દેશમાં થતા રાજકીય ફેરફારોનું અભ્યાસપૂર્વક નિરીક્ષણ કરનારી તથા એમાંથી તત્ત્વ નક્કી કરનાર એક સંસ્થા તરીકે આપણે કહી શકીએ કે હિંદુસ્થાનની સ્વતંત્ર સરકાર પણ જાતિ, વર્ગ, ધર્મ, વંશ વગેરેથી અલગ રહેશે. આ વિચારસરણી કોંગ્રેસે યોગ્ય રીતે રજુ કરેલી છે. લડતનો બહુજ વિરોધ કરનારા પક્ષના અનુયાયીઓ તરફથી લડતની સાથે વિરોધી લડત ઉપાડવામાં આવી નથી. આ રાષ્ટ્રિય ભૂમિકાના પરીણામની સાક્ષી નથી?

ટૂંકમાં, હિંદુસ્થાન એટલે હિંદુનો દેશ એવો અર્થ થતો હોય અને એને લીધે પ્રાચીન ઐતિહાસિક વસ્તુસ્થિતિ સૂચિત થતી હોય તોપણ એને વળગી રહી અત્યારની પરીસ્થિતિ પ્રત્યે દુર્લક્ષ કરવું એ નુકશાનકારક થઈ પડશે. ઇતિહાસને વળગી રહેવામાં પુરૂષાર્થ નથી. જેને હિંદુસ્થાનમાં પ્રજાસત્તાક, સ્વતંત્ર અને સાર્વભૌમ સરકાર સ્થપાવી જોઈએ, એવું લાગતું હોય, તેણે સર્વ ધર્મ, વંશ, જાતિ વગેરે પ્રત્યે સમબુધ્ધિ રાખવી જોઈએ,

સર્વ સંસ્કૃતિ પ્રત્યે ધ્યાન રાખનારી અને પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી સરકાર સ્થાપવાની દષ્ટિએ કામ કરવું જોઈએ. એટલે કે રાષ્ટ્રવાદી દષ્ટિકોણ સ્વીકારવો જોઈએ. હિંદુસ્થાન હિંદુઓનું છે એ કહેનારા, ખરી રીતે સામ્રાજ્યવાદી છે. અને તેઓના આ દષ્ટિકોણને લીધે દેશમાં અનેક વિરોધી પક્ષો ઉત્પન્ન થશે. આને લીધે હિંદુઓનું સામ્રાજ્ય તો દુર રહેશે પણ સાદી સ્વતંત્રતા પણ હિંદુઓને અથવા તો બીજી કોઈ કોમને કોઈપણ વખતે મળવાની આશા નથી.

આ દેશને " હિંદી સ્થાન " શા માટે ન કહેવો ?—કહેવું હોય તો તાત્ત્વિક વાંધોકંઈ નથી. પુષ્કળ લોકો પરદેશ જાય છે ત્યારે 'અમે હિંદી છીએ,' એમ કહે છે જ; બંગાળી છું, મહારાષ્ટ્રીય છું, ગુજરાતી છું, આંધ્ર છું, એમ કહેતા નથી. આ પ્રવૃત્તિ વધશે અને વધારવામાં આવશે તો ફાયદાકારક થઈ પડશે. દેશનું નામ પણ બદલી શકાશે. છેલ્લા ત્રણ ચાર વર્ષમાં આવો ફેરફાર થયો છે. પર્શિઆ એ નામને બદલે ઈરાન નામ આવ્યું છે. સિયામ એ નામ છોડી દઈને થાઈ નામ રાખવામાં આવ્યું છે. એ પ્રમાણે હિંદુસ્થાન નામ બદલીને હિંદીસ્થાન એ નામ રાખવામાં કંઈ હરકત નથી. પણ દેશનું નામ જલદીથી બદલી શકાતું નથી. કારણ કે તેમાં ઇતિહાસ, સંસ્કૃતિ, ભાવના વિગેરે સમાયેલાં છે. દેશનું નામ બદલવું અથવા ન બદલવું એ નવીન રાષ્ટ્રીય વિચારસરણીને એનાથી કેટલી શક્તિ મળે છે, એ ઉપર આધાર રાખશે.

**પ્રશ્ન:**—હિંદુ–મુસ્લિમ ઐક્ય માટે સમય વ્યર્થ શા માટે ગુમાવવો? કોંગ્રેસે આ બાબતમાં કેટલાએ પ્રયત્ન કરી જોયા, છતાં પણ યોગ્ય રસ્તો નીકળી ન શક્યો, તો શા માટે ફક્ત પ્રયોગ માનીને પણ હિંદુઓએ જ શા માટે એક ન થવું ?

**ઉત્તર:**—આ પ્રશ્નને પાછળના પ્રશ્ન સાથે એક પ્રકારનો સંબંધ છે. હિંદુ–મુસ્લીમ એકતાના પ્રયત્નો નિષ્ફળ ગયા, એમ ૧૯૧૬ થી અત્યાર સુધીનો ઇતિહાસ બતાવે છે. પણ એ ઉપરથી શો બોધ લેવો જોઇએ, એ પ્રશ્ન જ બાકી રહે છે.

આ નિષ્ફળતાથી બે પ્રકારના મુદ્દા નક્કી કરી શકાય: એક એ કે, મુસલમાન એટલે આખી મુસલમાન જાતિ સ્વાતંત્ર્યવિરોધી છે. એટલે તેઓ સાથે કોઈ પણ જાતનો સંબંધ ન રાખી, પારકાં સમજી, ફક્ત હિંદુઓની જ સંઘટના કરવી. આપણી એક જ સંઘટનાની શકિતથી સ્વતંત્રતા પ્રાપ્ત કરવી.

આનો અર્થ એ કે, કોંગ્રેસે બધા સભ્યો બનાવવાની નીતિ છોડી દઈ હિંદુ મહાસભામાં પોતાનું રૂપાંતર કરી નાખવું અને સામ્રાજ્યવાદી સરકાર સામે એકલાની જ શકિતથી લડવું. જ્યારે આ લડતમાં આ નવી હિંદુ મહાસભા સફળ થશે ત્યારે બધો યશ હિંદુ મહાસભાને જ મળશે. બ્રિટિશ સત્તાની જગ્યાએ હિંદુ સત્તા સ્થાપિત થશે. અને એટલે પાછળના પ્રશ્નમાં સૂચવવામાં આવેલી "હિંદુનું હિંદુસ્થાન" એ ઘોષણા સાર્થક થશે.

આવી રાજસત્તા તરફ ફક્ત મુસલમાન જ નહિ પણ હિંદુસ્થાનમાં રહેનારા બીજા કોઈ પણ ધર્મના નાગરિકો (દા. ત. શીખ, પારસી, ખ્રિસ્તી) પોતાની સરકાર તરીકે નહિ જુએ, એ ખુલી વાત છે. એટલું જ નહિ પણ હરિજનોને પણ પોતાની સરકાર લાગશે નહિ, એ અત્યારની પરિસ્થિતિ ઉપરથી કોઈને પણ જણાશે. અને મુસલમાન, હરિજન, વગેરે જાતિઓનું સંખ્યાબળ સોળથી સત્તર કરોડનું એટલે કે સ્થાપન થયેલી રાજ્યસત્તાને માટે પણ જોખમકારક છે, એ કહેવાની જરૂર નથી. 'હિંદુ અને મુસલમાન કોઈપણ દિવસ એક થઈ શકશે નહિ': આ તત્ત્વ બહુ જ જોરથી કહેનાર લોકોના મનમાં સાર્વભૌમ સત્તા પોતાની જાતિના જ હાથમાં આવવી જોઈએ એવો હેતુ હોય છે. જે જાતિ આપણી નથી, એ અહિં રહે તો પણ ફક્ત આપણી મરજીથી રહે, નહિ તો એક ગુલામ જાતિ તરીકે રહે, એ એનો ઉદ્દેશ હોય છે. આ એક સામ્રાજ્યલાલસા છે. આ વિષે પુરાવા રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘના શ્રી ગોળવણકર ગુરુજીના ("**अस्मादिक**!" We) નામના પુસ્તકમાં મળી શકશે.

એક વખત સામ્રાજ્યવાદનો આશરો લીધો કે, તે સામ્રાજ્યવાદના હાથ નીચે દબાયેલી જાતિને, તેનાથી જુદા થવાનો, અને એ સામ્રાજ્યનો

નાશ કરવાનો અધિકાર આપોઆપ જ પ્રાપ્ત થાય છે. માટેજ, એકજ જાતિની સત્તા હિંદુસ્થાનમાં રહેવી જોઈએ એમ કહેનારા, હિંદુસ્થાન અખંડ રહેવું જોઈએ, સ્વતંત્ર રહેવું જોઈએ, એમ ગમે તેટલું કહેતા હશે પણ તેઓ કાર્યથી તો ફક્ત હિંદુસ્થાનના ભાગલા પડાવે છે અને પરદેશી સત્તાને હિંદુસ્થાન ઉપર કાયમને માટે રહેવામાં મદદ કરે છે.

વાસ્તવિક રીતે હિંદુસ્થાનને અખંડ અને સાર્વભૌમ રાષ્ટ્ર બનાવવું હોય, તો અત્યારથી જ આપણે એવી સંસ્થા રચવાનું કાર્ય હાથમાં લેવું જોઈએ કે જેના દરવાજા સર્વેને માટે તાત્વિક દૃષ્ટિએ અને વ્યાવહારિક દૃષ્ટિએ ખુલ્લા રહે, જેની કાર્યપદ્ધતિ શુદ્ધ રાષ્ટ્રવાદના પાયા ઉપર નક્કી કરવામાં આવે. પછી ભલે બીજી જાતિઓના ઘણા લોકો એમાં ન આવે. આપણી સંસ્થામાં બીજી જાતિઓના થોડા પ્રતિનિધી હશે તોપણ બીજી જાતિઓ માટે આપણા દરવાજા ખુલ્લા રહેશે. આપણા દેશની ભાવી રચના ધર્મ ઉપર નહિ પણ નાગરિકત્વ ઉપર હશે, એ વસ્તુ આ સંસ્થાના કાર્ય ઉપરથી દેખાઈ આવશે તો આ સંસ્થા વિષેનું વિરોધી વાતાવરણ શાંત થશે. હિંદુસ્થાનમાં રાષ્ટ્રીય વૃત્તિ અને નાગરિક વૃત્તિ બહુ મોડી જાગૃત થઈ. તેને જાગૃત કરનારાઓને પ્રચંડ વિરોધનો સામનો કરવો પડ્યો અને આજે પણ કરવો પડે છે. ચાલિસ કરોડ લોકોને સેંકડો વર્ષોથી ચાલુ વંશ, ધર્મ, જાતિ, રૂઢી, વગેરે બંધનો તોડી નાંખવા તૈયાર કરવા અને તેમાં રાષ્ટ્રીય વૃત્તિ જાગૃત કરવી એ સહેલું નથી. એટલા માટે ઈટાલી, આયર્લેંડ, જાપાન વગેરેના દાખલા અહિં આપવાથી ચાલશે નહિ. રશિઆ અને ચીન તરફ જોઈએ તો હિંદુસ્થાન જેવી ગુલામી તેઓના ભાગ્યે કદી આવી નથી. એટલે રાષ્ટ્રીયવૃત્તિ જાગૃત કરવામાં જે મુશ્કેલીઓ આવે છે, એવી ત્યાં કદી આવી નથી. ત્યાં રાષ્ટ્રીયવૃત્તિની સામાજિક પ્રતિષ્ટા તરતજ પ્રાપ્ત થઈ. અહિં તો ત્યાં કરતાં તદ્દન ઉલટી સ્થિતિ હતી અને અત્યારે પણ થોડે ઘણે અંશે છે.

પણ એટલે નિરાશ ન થતાં સર્વ જાતિના સમભાવની પ્રેરણાથી રાષ્ટ્રવાદની રચના કરવા શક્ય એટલા પ્રયત્નો કરવા એમાં જ દુરંદેશીપણું

અને પુરુષાર્થ છે. હિંદુસ્થાન અખંડ અને પ્રજાસત્તાક રહેશે તો જ એ ટકી શકશે. પણ જો એના ભાગલા પાડ્યા તો એ સ્વતંત્ર થશે જ નહિ.

અને એમ સ્વીકારી લઇએ કે ધારો કે હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય હિંદુઓએ પ્રાપ્ત કર્યું. તો લોકસત્તા અહિ રહેશે નહિ, એ એક, અને બીજુ એ કે સર્વે જાતિઓને સમાન વર્તનની આશા ન હોવાથી, એમાં વિરોધીઓની આગ હંમેશાં ધગધગતી રહેશે અને વખત આવતાં એ આખા રાષ્ટ્રને બાળીને ભસ્મભૂત કરી નાંખશે. આ સર્વનાશી આગમાંથી બચવા વિચાર કરીએ તો, વિરોધીઓની વાતમાં રહેલું સત્વ પોકળ કરી નાંખે, તેઓની બીક ખોટી છે એમ વાણી અને કાર્યથી તેઓને, સ્વદેશી તથા પરદેશી નિરીક્ષકોને ખાત્રી કરી આપે, અને જાતિયસંસ્થા વિરોધ દર્શાવે એવી કોઇપણ વાતમાં આંતરરાષ્ટ્રીય ન્યાયાસન સામે ઉભો રહે, એવા રાષ્ટ્રવાદનો સ્વીકાર કરવો એ જ યોગ્ય લાગે છે.

આ રાષ્ટ્રવાદી ભૂમિકાનો વિરોધ થવાનો જ નથી, એવું કંઇ નથી. રાષ્ટ્રીય સ્વાતંત્ર્યવાદી ભૂમિકાનો વિરોધ કરનારા પણ નીકળશે. સર્વે દેશમાં એવા વિરોધીઓ નીકળે છે. સ્વાતંત્ર્યવિરોધીઓ ફક્ત આપણા દેશમાંજ છે, એવું કંઇ નથી. ચીનમાં વાંગ–ચિંગ–વુઇના રૂપમાં, નૉર્વેમાં કવિસ્લિંગના રૂપમાં, ફ્રાંસમાં માર્શલ પેતાં અને લાવલના રૂપમાં જાણીતા છે. સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે તેઓ જુદી વાત ઉચ્ચારે છે. જુદે જુદે રસ્તે તેઓ સ્વાતંત્ર્યવાદનો વિરોધ કરે છે, પરદેશીઓને મદદ કરે છે અને સ્વાતંત્ર્ય-વીરો ઉપર ગોળીઓ પણ ચલાવે છે. હિંદુસ્થાનમાં ધર્મ, જાતિ, રૂઢિનું વાતાવરણ હોવાથી અને જનતાનું રાજકીય શિક્ષણ બહુ ઓછું હોવાથી અહિ સ્વાતંત્ર્યવાદી વિચારસરણીનો જે વિરોધ થાય છે, એ રાજકીય ભૂમિકા ઉપર નહિ પણ ધર્મ અને જાતિના નામ નીચે થાય છે. પણ આ વસ્તુ દુર કરીએ તો ખરો હેતુ તો રાજકીયજ છે. ખરી પ્રજાસત્તા અહિં આવશે અને જનતાના હીતભર્યા કાયદાઓ થશે તો ધીમે ધીમે પોતાની પ્રતિષ્ઠા ઘટી જશે અને જાતિ અને ધર્મની બૂમો સાંભળશે નહિ એ તેઓ જાણે છે. કોંગ્રેસ પ્રધાનમંડળે દારૂબંધી, ઋણુરાહત બીલ,

શહેરમાંના મકાન માલીકો ઉપર કર નાખ્યા, ત્યારે પારસી, મુસ્લીમ–લીગવાળા, હિંદુમહાસભાવાળા, બધા એક સાથે વિરોધ કરવા આગળ આવ્યા. એટલુંજ નહિ પણ હંમેશાં એક બીજાનું ગળું કાપવાની ભાષા વાપરનારા પક્ષો એક થયા અને અત્યારે પણ સિંધમાં રાષ્ટ્રવાદી પ્રધાન મંડળને તોડી પાડવા માટે એક થાય છે. આનો અર્થ શું? આનો અર્થ એજ કે, શુદ્ધ રાષ્ટ્રવાદના પ્રવાહને આપણે સહેલાઇથી અટકાવી શકશું નહિ; માટે ગમે તે ઉપાયે ખોટાં નિશાનો ઉભાં કરી પોકળ વાતો કહી ધર્મ, સંસ્કૃતિ બુડે છે એવી બૂમો પાડી અને હંમેશના વિરોધી કહેવાતા ધર્મવાળાઓ સાથે ખભેખભા મીલાવી રાષ્ટ્રવાદના મહાન પ્રવાહની ગતીમાં અડચણ કરવા પ્રયત્ન કરવો.

પણ દલસૈનિકે તો પોતાનું મન ઠેકાણે રાખવું. વિશ્વબંધુત્વમાં સહાયકર્તા રાષ્ટ્રવાદના વિકાસ કરે એવા માર્ગે, આપણા વચ્ચે, બહુ મુશ્કેલીઓ આવે તો પણ આગે કદમ કરવી અથવા તો દેશ અને પ્રાંતોના ભાગ પાડનાર ધર્મભેદો કરનાર, વિશ્વબંધુત્વને દુર કરે એવા અંધારા માર્ગે જવું, એજ ખરો પ્રશ્ન છે. પહેલા માર્ગમાં મુશ્કેલીઓ છે એમાં શંકા નથી. પણ એ પ્રવાહ સ્વાતંત્ર્યના અને વિશ્વબંધુત્વના સાગરને મળે છે. મુશ્કેલીઓથી ડરી જઇને આપણે એકાદ જુની, વેરાન અને જગતથી અલગ એવી મરુભૂમિમાં દટાઇ જશું, કે મુશ્કેલીઓના કડાઓ ઉપર કુદકા મારી, વિરોધીઓનાં બંધનો તોડી, મોટા પત્થરોને પણ આપણા પ્રવાહમાં ખેંચી જઇ તેને વિશાળ સાગરમાં લઈ જશું, એ પ્રશ્ન છે.

આ પ્રશ્નનો જે જવાબ મળશે, એ ઉપર શરૂઆતમાં પૂછેલા પ્રશ્નના ઉત્તરનો આધાર રહેશે. એકાદ મુસલમાનના છોકરાએ આ પ્રશ્ન પૂછ્યો તો? હિંદુ–મુસ્લીમ એકતા માટે વખત શા માટે ગુમાવવો? પ્રયોગ કરવા ખાતર મુસલમાનોએ શા માટે એક ન થવું? વાસ્તવિક રીતે હિંદુ મહાસભાવાળા, મુસ્લીમ લીગવાળા, રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘવાળા, ખાકસાર અને સર્વે જાતિયસંસ્થાઓ આ પ્રશ્ન કરે છે. અને એનો એક-પક્ષીય ઉત્તર આપી કામ કરવા પણ લાગી ગયા છે. તેમાંથી દરેક જે

ઉદ્દેશથી કાર્ય કરે છે, એ સફળ થાય એવી કલ્પના કરી હિંદુસ્થાનનું ચિત્ર આંખ સામે લાવીએ તો શું દેખાશે? અખંડ હિંદુસ્થાન કે દ્વીખંડ કે ચોખંડ? એક મહાન રાષ્ટ્ર, કે નિર્જીવ, પરાધીન, કે દ્વેષ ભર્યાં નાનાં સંસ્થાન જેવાં બાલ્કન રાજ્યો? આથી ઉલટું હિંદુસ્થાનમાં જાતિનિરપેક્ષ રાષ્ટ્રવાદ સત્તામાં આવ્યો છે, એવી કલ્પના કરો અને હિંદુસ્થાનનું ચિત્ર આંખ સમક્ષ લાવો. કોણ કહેશે કે, આ રાષ્ટ્રવાદ ક્યારે સફળ થશે, કેવી રીતે સફળ થશે? આ શંકા ઉત્પન્ન કરનારા પારકી સત્તા+હિંદુ, અથવા તો પારકી સત્તા+મુસલમાન. આની વિરૂદ્ધ એકલા મુસલમાન અથવા તો એકલા હિંદુઓ સામનો કરી શકશે એ કયા ઐતિહાસીક પુરાવાથી કહી શકાય? આથી ઉલટું શુદ્ધ રાષ્ટ્રીયભૂમિકા તોડવા પ્રયત્ન કર્યાં તો જાતિય પક્ષ ગમે તેટલી ધમકીઓ આપે તોપણ તે શાબ્દિક ધમકીની મર્યાદા ઓળંગીને પ્રત્યક્ષ વિરોધ કરશે નહિ એવી આશા રાખી શકાય.

**પ્રશ્ન:**—કોંગ્રેસ અને રાષ્ટ્રસેવાદલ, એનો સંબંધ કેવા પ્રકારનો?

**ઉત્તર:**—કોંગ્રેસ એ હિંદુસ્થાનની સ્વતંત્રતા માટે લડનારી રાજકીય સંસ્થા છે. રાષ્ટ્રસેવાદલ એ રાજકીય સંસ્થા નથી. તે પોતાના સૈનિકોના શરીરને અને મનને વાળવા પ્રયત્ન કરનારી સામાજિક સંસ્થા છે: (Non-political, Independent Social Body). જાતિનિરપેક્ષ સ્વતંત્રતા એ સેવાદલનું ધ્યેય છે, તોપણ કોંગ્રેસની જેમ રાજકીય પ્રચાર કરવો, ચુંટણીઓમાં ઉભા રહેવું, સભ્યો બનાવવા, રાજકીય લડતો લડવી વગેરે કાર્યક્રમ દલની મર્યાદા બહારના છે. પ્રત્યક્ષ રાજકારણના આ વિવિધ અંગોમાં દલનું કંઇપણ કર્તવ્ય નથી. કોંગ્રેસની રાષ્ટ્રીય ભૂમિકા સેવાદલને માન્ય હોય, તોપણ સેવાદલનો સૈનિક કોંગ્રેસનો સભાસદ હશેજ એવું નથી. અથવા કોંગ્રેસની શિસ્ત અથવા તેના કાર્યક્રમનું સૈનિકો ઉપર બંધન રહેશે, એવું પણ નથી. ફક્ત કોંગ્રેસનો જાતિધર્મથી અલગ દૃષ્ટિકોણ તેનું સંપૂર્ણ રાષ્ટ્રીય ધોરણ સેવાદલને માન્ય હોવાથી સેવાદલ કોંગ્રેસ પ્રત્યે આદર અને સ્નેહની દૃષ્ટિથી જોશે.

**પ્રશ્ન:**—એકજ ધર્મના લોકો સંપૂર્ણપણે એકત્ર કેમ થઇ ન શકે?

**ઉત્તર:**—એકજ ધર્મના લોકો એકત્ર થઇ શકે એ વસ્તુ સ્પષ્ટ છે. યુરોપમાં ગ્રીસથી માંડીને છેક ઇંગ્લંડ સુધી સર્વે દેશો એકજ ધર્મના હોવા છતાં છેલ્લાં ત્રીસ વર્ષમાં જેટલો રકતપાત ત્યાં થયો છે અને થાય છે, એ આખા જગતમાં થયેલી કોઇપણ લડાઇમાં નહિ થયો હોય! જાપાન અને ચીન એ બંને દેશ બૌદ્ધધર્મીય હોવા છતાં તેમની વચ્ચે લડાઈ ચાલુ જ છે. મુસલમાનો હિંદુસ્થાનમાં આવ્યા ત્યારે મૂર્તિપૂજકોનો નાશ કરવાના હેતુથી આવ્યા એમ માનીએ, તોપણ ત્યારપછીના ઇતિહાસમાં લોદી વિરૂદ્ધ મોગલ, મોગલ વિરૂદ્ધ વિજાપુર વગેરે પાદશાહો અને નાદીરશાહ વિરૂદ્ધ મોગલ એમ સમાનધર્મીઓ વચ્ચે થયેલાં યુદ્ધ જોઈએ છીએ.

આ ઉપરથી ધર્મનું બંધન ધર્મના લોકોની એકતા કરશે એવું લાગતું નથી. ધર્મની એકતા, એ ભાષાની એકતા, વંશની એકતા વગેરે પ્રમાણે એકતાને પોષક એવું એક અંગ થઈ શકશે, એટલું જ આપણે કહી શકીએ. પણ જેવી રીતે સૂર્ય હોય એટલે પ્રકાશ હોવોજ જોઈએ એવી રીતે ધર્મ એક એટલે રાષ્ટ્ર એક હોવું જ જોઈએ એવો સિધ્ધાંત નક્કી થઈ શકે નહિ. ધર્મની એકતા અને રાષ્ટ્રની એકતામાં ભાવના મહત્ત્વની નથી. સમાજમાં રહેલા જુદા જુદા પક્ષો એક બીજાને મદદરૂપ અને પૂરક થઈ જેમ શરીરના હાથ, પગ જેવા અવયવોનો એક દેહ બને છે એમ એક સમાજ બનશે કે અંદર ,અંદર વિરોધી પક્ષો થશે, એ ઉપભોગ કરવાના સાધનો, વિનિમયની પદ્ધતી વગેરે અર્થવ્યવહાર ઉપર જ ઘણો ખરો આધાર રાખે છે. એક પૃથ્વીના ભાગના રહેવાસી લોકોની આર્થિક જરૂરિઆતો અને આર્થિક વ્યવહાર એ જેટલે દરજ્જે સમાન હશે એટલી તેઓમાં એકતા હોવાની શક્યતા વધારે. આ એકતા સાધ્ય થવાના માર્ગમાં ધર્મભેદ, જાતિભેદ, વગેરે કારણોને લીધે મુશ્કેલીઓ આવતી હશે, પણ તેની પ્રગતિ બહુ ધીમે હશે. અને છેવટે તો આર્થિક ઐક્ય આ બધાને મ્હાત કરી નાંખશે. અને રાષ્ટ્રની એકતા કરવાનું

ધ્યેય સાધ્ય થશે. પણ આ સમાજમાં જો આર્થિક એકતા નહિ હોય અથવા તો જુદા જુદા પક્ષોનું આર્થિક ધ્યેય જુદું હોય તો એ સમાજમાં એકતા થવી, અશક્ય થઈ જાય; પછી ભલે ત્યાં ધર્મની, જાતિની, વંશની ગમે તેટલી એકતા હોય. જુદા જુદા વિરોધી આર્થિક ધ્યેયવાળા સમાજની સ્થિતિ ઉધઈ લાગેલા ઘર જેવી છે. એ દેખાવે ગમે એટલો એક દેખાય પણ ક્યારે તૂટી પડશે એ કહી શકાય નહિ.

**પ્રશ્ન:**—સેવાદલની બાબતમાં અહિંસા ક્યાં સુધી શક્ય છે? સૈનિકોએ કઈ દૃષ્ટિએ અહિંસાનો વિચાર કરવો?

**ઉત્તર:**—અહિંસા એ એક મહાન ધ્યેય છે. માનવજાતિના વિચારકોએ છેલ્લા હજારો વર્ષોથી તેની સાધના કરી છે. અહિંસા એ પ્રેમનું, બંધુત્વનું, સહિષ્ણુતાનું એક અને અવિભાજ્ય અંગ છે. ફક્ત માનવ ઉપર જ નહિ પણ આખી સૃષ્ટિએ જોવું, એવું કહેનારી ભારતીય સંસ્કૃતિનો એ કલ્યાણ કરનારો પ્રસાદ છે. જગતમાંના સર્વે માનવ પ્રાણીઓ આપણા કુટુંબના છે, આપણા ભાઈ બહેન છે, એવું માનવું હોય તો પ્રેમ, ત્યાગ અને અહિંસા યોગ્ય છે. દ્વેષ, સ્વાર્થ અને હિંસાને સ્થાન રહેતુંજ નથી. માનવવિકાસની આ અંતિમ કક્ષા છે પરંતુ એ ઇષ્ટ અને તર્કશુદ્ધ છે.

તોપણ માનવજાતિ આગળ બીજા ધ્યેયો પ્રમાણે એ સહેલાઈથી સાધ્ય થઈ શકે એમ નથી. પણ એ સાધ્ય થઈ શકે એમ નથી માટે અનિષ્ટ છે અથવા તો એ મનુષ્યને કાયર બનાવે છે એ પ્રચાર ખરો નથી.

રાષ્ટ્ર સેવા દલના સૈનિકોએ આ વિપરીત ભૂમિકા સ્વીકારવી ન જોઈએ. અહિંસા અને બંધુભાવ એ સર્વેથી ઉચ્ચ ધ્યેય છે. માનવ-જાતિનો એ આદર્શ હોવાથી તેને એ માન્ય હોવો જોઈએ. હિટલર અથવા મુસોલીની યુદ્ધમાં રક્તપાત, સામ્રાજ્ય વિસ્તાર, બીજાને ગુલામ બનાવવા, વગેરે વસ્તુ ખુલ્લી રીતે કરે છે; બીજા દેશના નાગરિકોને ગુલામ બનાવવાનો હક્ક છે એમ એ જોરથી કહે છે. શાંતિની, પ્રેમ-બુદ્ધિની મશ્કરી કરે છે. આ મનોવૃત્તિ માનવની માનવતા નષ્ટ કરનારી છે, મંગલનું જંગલ બનાવનારી છે. વૈરભાવ કરતાં બંધુભાવ શ્રેષ્ઠ છે.

હિંસા કરતાં અહિંસા શ્રેષ્ઠ, ઉચ્ચ નીચનાં ભેદ કરતાં સમાનતા શ્રેષ્ઠ, એ નિર્વિવાદ સત્ય વસ્તુ છે. તેને વ્યવહારમાં લાવવા યથાશક્તિ પ્રયત્ન કરવો જોઈએ.

પરંતુ અત્યારની પરીસ્થિતિમાં બંધુભાવ બતાવવાની ગમે એટલી ઇચ્છા હોય તો પણ જ્યાંસુધી સંપત્તીની અસમાન વહેંચણી છે, જીતેલા દેશો અને જીતાયેલા દેશો, આવા કૃત્રિમ પક્ષો પાડવામાં આવ્યા છે, ત્યાંસુધી ભાવનાનો અનુકુળ વિકાસ કરવો અશક્ય છે. આ સ્વાર્થી સંપત્તીની વહેંચણી અને સત્તાની ઇચ્છાને લીધે સત્ય અને સમાનતા અમલમાં લાવી શકાતાં નથી. અને આ એટલી હદ સુધી પહોંચ્યું છે કે ઉચ્ચ તત્ત્વોની વાતો કરનારા દેશો, પોતાના પગ નીચે જ એ તત્ત્વોને દબાવતાં જરાપણ અચકાતા નથી. આવા વખતમાં અહિંસાની મર્યાદા સહેજ ઓછી કરી, એમાં અપવાદ રાખી વ્યવહાર કરવાનું ઠરાવવું પડે છે. રાષ્ટ્ર સેવા દલનો સૈનિક ગમે એટલો ધ્યેયવાદી હશે તો પણ તેનો રસ્તો વ્યવહારની ભૂમિ ઉપરથી જાય છે. એટલે, વ્યવહારી જગતમાં અહિંસાની બાબતમાં અપવાદ રાખવા પડે છે, એ તેને પણ માન્ય કરવા પડશે.

સેવાદલનો સૈનિક અહિંસાને શ્રેષ્ઠ ધર્મ માનશે. હિંસાને અપવાદ માનશે. ઉપાય ન રહેવાથી વિશ્વામિત્રે માંસ ખાધું, નહિ કે સ્વાદને ખાતર. એ પ્રમાણે સેવા દલ સૈનિક હિંસાની બાબતમાં હોવો જોઈએ. એ હિંસાનો પ્રચાર કદી કરશે નહિ. મારવામાં મજા છે, એમ એ કદી કહેશે નહિ. ફેસિસ્ટ અને નાઝી મનોવૃત્તિથી એકદમ વિરૂદ્ધ હશે. ચીની શહેર પર બૉમ ફેંકવાથી ત્યાંના લોકોના શરીરના કેવી રીતે ચૂરેચુરા થયા, તેનું એકાદ જાપાની અધિકારી રસભર્યું વર્ણન કરશે. હિંસાનો સ્વાદ ચાખેલા ક્રૂર કૂતરા જેવી તેની મનોવૃત્તિ બનાવવામાં આવી હોય છે. તેનાથી તદ્દન ઉલટી મનોવૃત્તિ સેવા દલ સૈનિકની હશે. કૌરવોનો સંહાર કરવો પડશે, કુરૂક્ષેત્રમાં લોહી વહેવડાવવું પડશે એ વિચારીને મુંઝવણમાં પડેલો અર્જુન કાયર ન હતો. એમ કહેવું એટલે એકદમ અરસિકતા અને કઠોર હૃદય વ્યક્ત કરવા જેવું છે. હત્યાથી દૂર રહેવું એ સંસ્કારી

મનનો નૈસર્ગિક ધર્મ છે. શ્રીકૃષ્ણના ઉપદેશથી એ લડવા માટે તૈયાર થયો, નહિ કે લોહી રેડવાનું તેને પસંદ પડયું. પણ લોહી ન રેડવા માગતા માણસને પણ કોઈ વખતે હિંસા કરવાની જરૂર પડે છે, એમ પુરેપૂરો વિચાર કર્યા પછી તેને લાગ્યું. જીવનને નકામું બનાવી નાખે એવા રોગને ટાળવાની તીવ્ર ઇચ્છાવાળો વૈદ શરીર ચીરે છે અને પોતાની ધનલાલસા તૃપ્ત કરવા ડાકુ બીજા ઉપર છરી ચલાવે છે એમાં જેટલો ફેર છે, એટલો જ ફેર પ્રગતિને, શાંતિને, બંધુભાવને વારંવાર ભયરૂપ એવાનું દમન કરનારાઓની હિંસા અને પોતાના વેપાર, વંશ. ધર્મ અને સામ્રાજ્ય બીજા ઉપર બળજબરીથી લાદવા માટેની હિંસામાં ફેર છે. પહેલા પ્રકારની હિંસા પ્રગતિકારક, લોભ વગરની, સારી વસ્તુ માટે એટલે અહિંસા જેવી હોય છે, એ હિંસાનું આચરણ કરનાર અહિંસામાં રહેલા શ્રેષ્ઠ તત્ત્વનો હંમેશાં સ્વીકાર કરે છે.

**પ્રશ્ન:**—જાતિ–ધર્મ–વર્ગ–નિરપેક્ષ એટલે શું ?

**ઉત્તર:**—સેવા દલ જાતિ-ધર્મ-વર્ગ-નિરપેક્ષ છે. આપણે પહેલાં આનો જ અર્થ જોઈએ. પ્રથમ જાતિ, ધર્મ, વર્ગનિરપેક્ષ રાષ્ટ્રીયતા એટલે શું એ જોઈએ.

હિંદુસ્તાનમાં રહેતા કરોડો લોકોનો સમાજ વર્ષોથી એકજ જગ્યાએ રહેતો આવ્યો છે. તેમાં અનેક જાતિ અને ધર્મ હશે પણ સર્વેનું જીવન મુળમાંથી સરખું છે. મુસલમાનોના હિતસંબંધો એ હિંદુઓના આર્થિક હિતસંબંધોથી વિરોધી છે એમ કહી શકાય નહિ. આર્થિક દૃષ્ટિએ ધર્મ પ્રમાણે ભાગ પડયા નથી.

મુસલમાન બધાજ જમીનદાર અને હિંદુઓ બધાજ ખેડુતો અથવા તો હિંદુઓ બધાજ મુડીવાદી અને મુસલમાનો બધા મજુરો, એમ નથી. આ બંને જાતિના લોકો આ જુદા જુદા વર્ગોમાં વહેંચાયલા છે અને એટલે જ હિંદુ–મુસલમાન આર્થિક હિતસંબધ પરસ્પર વિરોધી નથી, અને એકત્ર વણાયેલો છે. સર્વ જાતિ ધર્મ લોકના નહિ છુટા પાડી શકાય એવા ઘટક અત્યાર સુધી ચાલતા આવ્યા છે. અને આગળ ઉપર પણ

એ એમજ ટકી રહેશે તો ૪૦ કરોડ હિંદીઓના પ્રશ્નનો નિવેડો લાવી શકાશે, પરદેશી સત્તાનો સામનો કરી શકાશે અને જનતા સુખી થશે. આથી ઉલટું, હિંદુડમ, દ્રવિડિસ્થાન, પાકિસ્તાન એવા હિંદુસ્તાનના ભાગલા કરી પોતપોતાની સગવડતા પ્રમાણે આર્થિક ધોરણ, રાજકીય ધોરણ નૌકાસૈન્ય રાખશે તો "એક એક ચાવલકી ખીચડી અલગ પકાના" એ કહેવત પ્રમાણે ખર્ચ વધશે અને ઉપરથી એકબીજા પ્રત્યે વૈરભાવ ઉત્પન્ન થશે. પહેલા વિશ્વયુદ્ધ પછી યુરોપમાં જે અનેક નાના રાષ્ટ્રો નિર્માણ કરવામાં આવ્યા, તેની સ્થિતિ શું થઈ, એ આપણે ભુલી ન જવું જોઈએ. એ સર્વ જાતિ-ધર્મના લોકોએ એકજ સંયુક્ત રાજ્યમાં રહેવું અને પરસ્પર સહકાર્યથી આનંદમાં રહેવું એવી એક રાષ્ટ્રિયત્વની કલ્પના છે. આપણે પરદેશી સત્તા પાસેથી સ્વાતંત્ર્ય મેળવવું છે. એ માટે કોઈએ બહાર આવવું પડશે. એક બેનું એ કામ નથી. વધારેમાં વધારે લોકો એક અવાજે એ માગણી કરશે અને સ્વતંત્રતા માટે સંઘટિત રીતે પ્રયત્ન કરશે ત્યારેજ એ શક્ય થશે. આ સંઘટના કરતી વખતે, તું હિંદુ છે એટલે નહિ, તું મુસલમાન છે એટલે નહિ એવો ભેદભાવ ન રાખતાં, જે જે હિંદી સ્વાતંત્ર્ય માટે પ્રયત્ન કરવા તૈયાર છે તેઓને એક ઝંડા નીચે સંઘટિત કરી તેઓમાં એકપણું અને એક ધ્યેય માટે પ્રયત્ન કરવા તત્પર કરવા એનો જ અર્થ—જાતિ—ધર્મ—વર્ગ નિરપેક્ષ સંઘટના. આપણે હિંદુ મુસલમાનના એક રાષ્ટ્રીયત્વ પર જોર દઈ એકતાની આવશ્યકતાનું પ્રતિપાદન કરશું તો, પહેલા કમ્યુનિસ્ટ લોકો કહેતા: "ફક્ત એકતા હોવી જોઈએ, એમ કહેવાથી એકતા થશે નહિ. કોમી હુલ્લડની બીક બતાવી ગાંધીજી સ્વાતંત્ર્ય લડત ટાળે છે. લડતમાંથી જ એકતા સાધી શકાશે." હવે ફક્ત કમ્યુનિસ્ટ લોકો ઉલટી વસ્તુ કહે છે: "જીણા કહે છે તે સ્વીકારો. પણ કોઈપણ ઉપાયે કોંગ્રેસ—લીગની એકતા કરો. સ્વાતંત્ર્યની લડતનો આ સમય નથી. મજુરોને સંપ કરવાનો આ વખત નથી." આજ હિંદુ—મુસલમાન એકતા માટે આ લોકો શું કરે છે? સભામાં ઠરાવ પસાર કરવા અને સહીઓ એકઠી કરવી. ટૂંકમાં પોતે

કહે એ જ માર્ગ બરોબર. એટલે કે રશિઆના અધિકારીઓ કહે એ બરાબર. એટલે કે રશિઆનું જે ધોરણ ઠરે એ માર્ગે હિંદુસ્તાને ચાલવું. રશિયાએ જર્મની સાથે કરારો કર્યા કે બ્રિટિશ સામ્રાજ્ય જ જર્મની કરતાં જનતાનું મોટું દુશ્મન. ઈગ્લંડ સાથે કરાર થયા કે બ્રિટિશ સામ્રાજ્ય જ પ્રગતિવાદી. તેની વિરૂદ્ધ સ્વાતંત્ર્યની લડત શરૂ કરી તો, તે કરનારા ફેસિસ્ટ. આવો કમ્યુનિસ્ટ ધોરણનો ગોટાળો છે. પોતાના કરતાં જુદી વાત કરનારાને મહામૂર્ખ અને દેશદ્રોહી કહેવાની તેઓની રીત છે. દલ શરૂ થયું ત્યારે,—આવી સંઘટનાથી સ્વાતંત્ર્ય કેવી રીતે મળશે ? એમ તેઓ પ્રશ્ન કરતા. આવા પ્રશ્ન તેઓ પોતાના માણસો મારફત બૌધ્ધિક વર્ગમાં પુછાવે છે. સેવા દલ સંસ્થા પ્રત્યક્ષ પ્રતિકારથી અલિપ્ત છે, તે કોઇ રાજકીય પક્ષ નથી. એવું કહ્યું એટલે એ મુડીવાદીઓના 'બગલબચ્ચા' છે એમ કહી ઠરાવેલી ગાળો દઈ સેવા દલના કાર્યકર્તાઓ વિરૂદ્ધ સૈનિકોમાં ગેરસમજ ઉત્પન્ન કરવા તેઓ પ્રયત્ન કરે છે. એવા તકવાદીઓને અધિકારની કોઇપણ જગ્યાપર રાખવા નહિ. અને જો કોઇ દલમાં આપણા મૂલભૂત ધોરણ વિરૂધ્ધ પ્રચાર કરે તો તેને દલમાંથી હાંકી કાઢવા જોઈએ. એમાં હુકમશાહી નથી. આપણા તત્ત્વ પ્રમાણે જે ચાલવા તૈયાર હોય તેણેજ દલમાં આવવું.

## વર્ગનિરપેક્ષનો અર્થ શો ?

સેવા દલના શત્રુઓ જુદી જુદી રીતે આપણા પર ટીકા કરે છે. સેવા દલ વર્ગનિરપેક્ષ છે એમ કહ્યું એટલે એ લોકો કહેશે કે એ મુડીવાદીઓની સંસ્થા છે. કારણ કે આમાં બધા વર્ગના લોકોને સ્થાન છે. અને બધા વર્ગોમાં મુડીવાદીઓ અને જમીનદારો પણ આવી જાય છે. વર્ગનિરપેક્ષનો અર્થ, તું અમુક વર્ગનો છે માટે તું સેવાદલ સૈનિક થઇ ન શકે, એમ આપણાથી કરી શકાય નહિ. જે જે મનુષ્ય દલનાં ધ્યેય–સ્વાતંત્ર્યવાદ અને અને એક રાષ્ટ્રીયત્વનું શિક્ષણ–અને શિસ્ત માન્ય કરે તેને લેવો જ જોઈએ. જવાહરલાલ બહુ મોટા શ્રીમંત છે. કોંગ્રેસના એ મહત્વના સૂત્રધાર છે, કારણ કે એ કોંગ્રેસના ધોરણ સાથે પૂર્ણપણે

એકજીવ બની ગયા છે. પોતે જે વર્ગના છે એના વિરોધી કોંગ્રેસનું ધોરણ હશે તો પણ એ કોંગ્રેસના ધોરણને ટેકો આપશે. હિંદી જનતાની ઇચ્છા અને આકાંક્ષાના એ પ્રતીક છે. ખુદ કમ્યુનિસ્ટ પક્ષમાં જમીનદારોના વારસદાર છે તેનું શું? ટૂંકમાં, કૂતરાની પુંછડી વાંકી તે વાંકી.

## અજાતીય રાષ્ટ્રવાદ જ કેમ?

જાતિનિરપેક્ષ રાષ્ટ્રવાદના તત્ત્વપર સંઘટના કરવાની અત્યારના વખતમાં કેટલી જરૂર છે, એ ફરીથી એકવાર સિધ્ધ થયું છે. જાતિય સંસ્થા ગમે એટલી સ્વાતંત્ર્યની વાતો પહેલાં કરે, પણ પ્રસંગ આવતાં પાછાં હઠી જવાની એની રીત હોય છે. આવા પ્રસંગમાં તેઓની શક્તિ બીજાને પાછળ પાડવાના પ્રયત્નમાં વપરાય છે. એમ કરવું તેઓના પ્રતિગામી તત્ત્વને લીધે જરૂરી છે. જાતીય સંસ્થાઓ બીજી જાતિઓના આક્રમણના ભયને લીધે સ્થાપવામાં આવી છે અને પોષવામાં આવે છે. હિંદુસ્થાનમાં આજ પરદેશીઓનું રાજ્ય છે. જનતામાં ફાટાફૂટ કરીને રાજ્ય ચલાવવાની તેઓની રીત અત્યાર સુધી સફળ થઈ છે. કોઈવાર એક જાતિને રાજી કરવી, કોઈવાર બીજી જાતિને દુર કરવી, એવી તેની રીત છે. એટલે જાતિય સંસ્થાને એવું લાગે છે કે, સરકાર વિરૂદ્ધ લડત શરૂ કરશું તો બીજી હરિફ જાતિને સરકાર પોતાની નજીક લેશે અને તેની સંઘટના અને શક્તિ વધશે. દરેક વખતે એવું કહેવામાં આવે છે કે હરિફ જાતિય સંસ્થા આપણા કરતાં વધારે બળવાન અને સંઘટિત છે. માટે આપણે પણ વધારે બળવાન અને સંઘટિત થવું જોઈએ. આ આત્મલઘુતા અને ભીતિની ભાવના પર જ આવા સંઘટનને જીવાડવામાં આવે છે. આ જાતિય સંઘટનાવાળાઓને બ્રિટિશ રાજ્ય અહિંથી ગયું કે દેશમાં બળવો થશે અને વધારેમાં વધારે સંઘટિત જાતિ પોતાપર સત્તા ચલાવશે એમ લાગે છે. પુરેપૂરી સંઘટના હવે થઈ ગઇ છે, એવું તેઓને કદી લાગતું નથી. અને આને લીધે પારકી સત્તા સાથે લડવાને તેઓ કદી પણ તૈયાર થતા નથી. પારકી સત્તા સાથે ધૈર્યથી લડ્યા સિવાય સ્વાતંત્ર્ય મળશે નહિ. જાતીય સંસ્થા સ્વાતંત્ર્યવાદી હોઈ શકે, એ આને

લીધે અશકય છે. મહાત્મા ગાંધીજીની "ચલે જાવ"ની ઘોષણાને મુસ્લીમ લીગવાળા અને હિંદુ મહાસભાવાળા કોઈનો ટેકો મળ્યો નહિ. હિંદુ મહાસભાવાળાઓ કહે છે કે અત્યારસુધી તૈયારી થઈ નથી. ત્યારે જીણા કહે છે હિંદુ રાજ્ય સ્થાપવા માટે આ લડત છે, માટે મુસલમાનો ા હિત વિરૂદ્ધ છે. બંને સંસ્થાએ પોતાનુ ધ્યેય સંપૂર્ણ સ્વાતંત્ર્યનું જાહેર કર્યું છે. સ્વાતંત્ર્યની લડત આવતાં જ આ બંને સંસ્થાઓ પાછી હઠી જાય છે. દરેકને લાગે છે કે બીજો પક્ષ પોતા કરતા વધારે સંઘટિત અને બળવાન છે. ટૂંકમાં દ્વેષભાવનાથી અંદર અંદર ઝગડાઓ કરવા સિવાય, જાતિયવાદ ઉપર સ્થપાયેલી સંસ્થાઓનો કંઈ જ ઉપયોગ નથી.

---